# *બાળલગ્નનિષેધક કાવ્ય*

રચી પ્રસિદ્ધ કરનાર
છોટાલાલ વિ૦ જાદવરાય
અમરેલી મજમુદાર.
રહેવ [illegible] વસ્થાન જુનાગઢ નાગર

દોહરો.

આ પુસ્ત લઇ હાથમાં, વાંચ્યા વણ નહીં મેલ;
હોય બરાબર જાણવો, બાળલગ્નનો ખેલ.

આવૃત્તિ બીજી—પ્રત ૧૦૦૦

## અમદાવાદમાં

માણેકચોક નજીક કાગદીઓળમાં ખોડાઢોરના
મકાનમાં અમદાવાદ વિકટોરિયા પ્રેસમાં
શા. નાથા લલુભાઈએ છાપ્યું.
સને ૧૮૮૨.—સંવત ૧૯૩૮.
કિમ્મત આના ૨.

૧૯૦૭

# પ્રસ્તાવના.

છોકરાંના સુખ દુઃખનો આધાર હમેશાં મા બાપ ઉપર રહેલોછે કોમળ ઝાડ જેમ વાળીએ તેમ વળે તેમ બાલ્યાવસ્થામાંથી છોકરાંને જેવાં કરીએ તેવાં થાય.

જમીનમાં બાવળ વાવીએ તો કાંટા થાય અને તેજ જમીનમાં આમ્ર વાવીએ તો આમ્રફળ ઉત્પન થાય અર્થાત જમીન એકજ પણ જેવાં બીજ વાવીયે તેવાં તેમાં ફળ થાય એ જેમ સ્વભાવિક છે તેમ બાલ્યાવસ્થામાંથી છોકરાંને જેવાં કરીએ તેવાં લાયક ઉમરે નીવડે એ પણ સ્વભાવિકજ છે.

બાલ્યાવસ્થામાંથી છોકરાંનુ સારી રીતે પોષણ કરી વિદ્યાદાન ભરપુર આપી યોગ્ય ઉમરની વય થયા બાદજ વિવાહ કરવો એ મા બાપનો મુખ્ય ધર્મ છે.

આઠ વરસની વય થયા બાદ પુત્રને જનોઇ આપી. બે વરસની કન્યા સાથે વિવાહ કરવો જોઇએ છોકરાની સોળ વરસની વય થયા પછે અને કંન્યાની દસ વરસની વય થયા પછે બન્નેનાં લગ્ન કરવાં.

સોળ વરસની કંન્યા જ્યારે સમજુ થાય ત્યારે પતિની વય પણ બાવીસ વરસની થયેલી હોય, વિદ્યા જ્ઞાન પણ સારી રીતે સંપાદન થયું હોય તેથી ઉત્યંમ પ્રકારનુ પોતાનું ગુજરાન ચલાવવામાં કીંવા સંસા-

ખું સુખ લેવાનાં તેને આ વખતે સઘળાં સાધનો આ-
વી મળે એટલે શરીરની તંદુરસ્તી સારી રહે વિદ્યાર્થી
ધન સંપાદન થાય અને સત્કાર મળે. સદાચરણ અને
બુદ્ધિથી મોહોટા પુરૂષનો સમાગમ થાય અને તેથી દે-
શમાં સારૂ કાંમ કરવાની તક મળે અને એ પ્રમાણે
થવાથી દેશની ચડતી થાય.

પુત્ર જન્મ થયા બાદ એ પ્રમાણે કરવા દરેક માબા-
પનો ધર્મ છતાં દીલગીરી છે કે, બાળલગ્ન કરવાનો
ઘણો રિવાજ ચાલેલો છે પુત્ર જન્મ થયો કે તરતજ
તેના વિવાહ કરવાની વાત ચલાવી અજ્ઞાનતાનો લાહાવ
લેવાના ઉમંગથી જ્ઞાની અને મુર્ખ શ્રીમંત અને ગ-
રીબ સઘળાઓ કન્યાની વય કીંવા તેના કુટંબની
સ્થિતી જાણ્યા વિના એકદમ બાળગ્ન કરેછે.

શ્રીમંત લોકો ઘણુ કરી આવા પ્રસંગમાં પૈસો ગુ-
માવી આબરૂ વધારવા વધારે ચાહના રાખી પુત્ર જ
ન્મ થયો કે ચાર છ માસ કે વરસ બે વરસની છેક
બાળક વયમાં બાળલગ્ન કરેછે.

જ્યાં પુત્ર સમજણો થઇ બરાબર વિદ્યાભ્યાસ કર-
વાને લાયક ઉમરનો થાય છે ત્યાં સ્ત્રી ઘેર આવે છે
તેથી ભણવું ગણવું પડતુ મુકી ઘણીજ ખરાબ સ્થિતી
માં આવી પડેછે. વિદ્યા જ્ઞાન સંપાદન થતુ નથી શ-
રીર નબળુ પડેછે ચીંતા વધેછે બુદ્ધિ હીણ થાય છે પ્ર-

કૃતિ કલેશી થાયછે અને તેથી અનેક જાતના રોગ શરીરમાં ઉત્પન થાય છે અને પરિણામ સ્ત્રી પતિની સંસારની સ્થિતી ખરાબ થઇ જઇ ભુમિપર ભારરૂપ થઇ પડેછે એટલુજ નહીં પણ આવાં સંસારનાં જોડાં ઉત્પન થવાથી દેશમાં પણ પડતી આવે છે.એપ્રમાણે બાળલગ્ન કરી પોતાની પ્રજાની સ્થીતિ મા બાપ છેક ખરાબ કરી મેહેલેછે એ શું થોડા અફસોસની વાતછે?

આંખ છતાં આંધળા થવું, કાંન છતાં બેહેરા થવુ, મોં છતાં મુગા થવુ એ શું પોતાની પ્રજા તરફ મા બાપનો થોડો જુલમ છે?

અજ્ઞાન અને મુર્ખ લોકો કદાચ પોતાના પુત્રનું બાળલગ્ન કરી અજ્ઞાનતાનો લાહાવ લે પરંતુ વિદ્વાન અને સમજુ લોકો પણ પોતાના પુત્રનાં બાળલગ્ન કરે છે એ શું પાછળથી પસ્તાયા વિના રહે છે? નાના કદી નહીં.

આપણે ગુજરાતી લોકો વિદ્યાની બાબતમાં છેક પાછળ રહ્યા છીએ શું આનુ કારણ મા બાપની કમ સંભાળ અને બાળલગ્ન નથી? ઉપર પ્રમાણે પરિણામ આવવાનુ મુખ્ય કારણ બાળલગ્ન છે. તેને માટે એક કલ્પિત બાળલગ્ન થએલો પુરૂષ પોતાની સ્થીતિ બતાવેછે કે જે વાંચવાથી બાળલગ્ન થવાથી સ્ત્રી પતિના સંસાર કેમ ચાલેછે તે જાણશો તેટલા બદલ આ

એક બાળલગ્ન નિષેધક કાવ્યનુ પુસ્તક પ્રસિદ્ધ કરેલુ છે તો સહુ કોઇ વાંચી પોતાના પુત્રનુ બાળલગ્ન નહીં કરવા અંતઃકરણથી ખરી પ્રતિજ્ઞા લેશે. એ આ પુ-સ્તક રચી પ્રસિદ્ધ કરવાનો ખાસ હેતુ છે.

ઘણા મિત્રોના આગ્રહથી જેમ બને તેમ જલદી થી આ પુસ્તક તૈયાર કરી બાહાર પાડેલછે તો ભુલ યા ચુક કીંવા કાંઇ કવિતા દોષ હોય તો ક્ષમા કરશો. એ વો મારી વિનતી છે.

ગ્રં૦ ક૦ છોટાલાલ વિ૦ જાદવરાય.



# બાળલગ્ન નિષેધક કાવ્ય

રાગ નારાયણ નરસીંહ નરોત્તમ પુરસોતમકો
ધ્યાન ધરોરે એ ઢબ.

## તરૂણ વયમાં છોકરાંને ભણવાની ઉલટ અને મા બાપે કરેલુ બાળ લગન.

ભણી ગણી નવ બાહાર પડયા કહે પણ કારણ નવ પુછેરે
વાત ખરી પસ્તાવો થાય પણ પુછો કારણ શું છેરે.
હતા બાળક ઝુલતા પારણે બાળલગન કર્યું માત પીતાએ.
થશે દુઃખી બહુ બાળક મારો એ વિચાર નવ કર્યો જરાએ.
ત્રણ વરસની ઉમર મારી પાંચ વરસની નારી મળીરે.
કહો દુઃખની વાત કહું કયાં જાય ન વાતે દુઃખ ટળીરે.
નાની ઉમરમાં જ્ઞાન મળે નહીં તેથી શું કહો કરીએરે.
હોય જ્ઞાન તો પ્રથમ વિચારી પાછળથી પગ ભરીએરે,
માત પીતાએ લાડ કરીને મોએ માગ્યું દીધુરે.
નિશાળમાં નવ જાવા દઇને ભણવાનુ નવ કીધુરે.
જયારે જયારે ઝાઇ ભાઇ કહે કેમ ન ભણવા મેલોરે,
ઉત્તર આપે ભણવે થાએ શુ વિચાર છે તમ ઘેલોરે.
કઇક ભણીને રખડી મુઆ છે કઇક ભણીને મરશેરે

માહારો બાળક થાશે મોહોટો પેટ સુખેથી ભરશેરે.
એમ કરતાં આઠ વરસની વય થઇ મોહોટી મારીરે,
સ્કુલ જવા મેં માંડ્યુ આપથી મેહેનત લીધી સારીરે.
બાર વરસની ઉમરમાં મે કરી પાંચમી પુરીરે.
ખરૂ લક્ષ ભણવામાં લાગ્યું જાંણ્યુ વાત જરૂરીરે.
મેહેનત લેવા માંડી આપથી નંબર રાખુ પેહેલોરે,
માસ્તર સાબાશી દે મુજને રહેતો પ્રથમ હું છેલોરે.
ભણી પાસ ઈંગ્રેજીમાં થઇ જશુ પરીક્ષા દવારે.
એમ વિચારી અંતઃકરણથી મેહેનત માંડી લેવારે.
પણ અભાગીયા પુરા જાણો બાળ લગ્ન કીધેલુરે,
માબાપે વિદ્યાનુ શ્રીફળ જન્મ થકીજ દી ધેલુરે.

## સ્રીનુ આવવું અને નહીં ભણવાનો આગ્રહ.

બાર વરસમાં ચોદ વરસની નારી ઘરમાં આવીરે,
નાનો વર જાણીને મુજને અપ્રીતી પ્રથમ બતાવીરે.
કહેવા માંડ્યુ મુખથી પોતે પાંન ફુલ નવ લાવોરે,
શું તમને પરણીને માંણ્યાં જરા તરાજ બતાવોરે.
જવાબ દીધો છે ભણવાનો વખ્ત મોજ નવ માણુંરે,
ભણી ગણી લાયક થઇ કરવું એજ સરવથી સારૂરે.
કહેવા લાગી ભણી રહ્યા નવ ભણવે સુખડાં આવેરે,
નવી નવી તકરાર કરીને અંતઃકરણ કચવાવેરે.
પાઠ ધાએ નહીં પુરો તેથી માસ્તર ઠપકો આપેરે,

મા બાપે કર્યું બાળ લગ્ન હવે કોણ દુઃખડાં કાપેરે.
જમી ખાઇ મેડીપર જઇને બેસુ પાઠ હું કરવારે,
થાએ દાદરો ધબ ધબ ત્યાં હુ માંડુ નીત થરથરવારે.
જાણું મનમાં પાઠ હવે નહીં આવી કરવા દેશેરે,
મુરખ જેમ તેમ બોલ્યા કરશે મનમાં આવ્યુ કહેશેરે.
કરૂ વિચાર ત્યાં આવી પાસે પુસ્તક ઝુંટી લીધુરે,
હું આવું ત્યાં ભણવું નહીં એ ડહાપણ સમજી કીધુરે.
ચઢી ખીજ મુજને બહુ તેથી તડછોડી મે નાંખીરે,
એક કહી એકવી સાંભળ્યાં પણ નવ બેઠી સાંખીરે.
શું કરવું કહો ક્યાં જઇ કહેવું કહ્યું ન માને નારીરે,
મન માંન્યુ કરવાને માંડ્યુ આપણ બેઠા હારીરે.
બાહાર નીકળુ કરે મશ્કરી મુરખ લોકો મારીરે.
ભાઇ રહ્યા નાહાના ને ઘરમાં છે બહુ મોટી નારીરે.
ધીક પડયો અવતાર બાળકનો નારિ ગરિબ રખડાવીરે,
મા બાપે કર્યુ બાળ લગ્ન નવ દયા મુરખને આવીરે.
જ્યાં જઉ ફરવા લોક બકે બહુ વાંકજ કાઢે મારોરે,
રખડાવી નબળી નારીને નાનો વરતો નઠારોરે.
તીરસ્કાર કરવા બહુ માંડયો મુરખ લોકે માહારોરે,
કેમ કરી મોહોટો બની જાઉ સજન સર્વ વિચારોરે.
તોપણ મનમાં વિચાર્યું મે તો માન નારીને દેવુરે,
ફજેત કર નહીં મોહોટી નારી વિનતી કરીને કહેવું રે.
એમ ધારી મેડી ઉપર જઇને બેઠો વાટ હું જોઇરે,

નારી આવી કહેવા લાગી શું બેઠાછો રોઇરે.
ધીક પડયો અવતાર અમારો કેમ જશે જનમારોરે,
લોક કરે મશ્કરી બહુ મારી વાંક બધોજ તમારોરે.
આવ્યુ નજરમાં બકવા માંડયું મન ધાર્યું શું કહીયેરે,
સુખ દુઃખ સમજી મનમાં બળીયે કપાળે હાથજ દઇએરે.
એમ કરતાં સોળ વરસની વય થઇ મોહોટી માહારીરે,
માંડ માંડ કરી થડબુક પુરી પણ આ વયમાં ખુવારીરે.
ઘરમાં આવું દીલ બહુ મારૂં નારીતો કચવાવેરે,
પાઠ થાય નહીં પુરો તેથી માસ્તર બહુજ કહાવેરે.
કેમ તમે નહીં પાઠ કરોતો પુરૂં નવ ભણવાનારે,
આમ કરતાં થઇ આળસુ છ પાંચતો ગણવાનારે.
પાઠ તમે નહી કરો કારણ શું બહુ ચંચળ લાગોછોરે,
અભણ રહીને દુઃખી થવાનું તે છતાં માગોછોરે.
બહુ માસ્તર કહે સમજી રહીએ પણ ઉપાય શું કરીએરે,
રોજ રોજ તકરાર કરીને રાત પડે ત્યાં મરીએરે.
પાઠ થાએ નહીં દુઃખ એ મોટુ માસ્તર ઠપકો આપેરે.
સહુ સુધરેલા વિચારજો હવે કોણ દુઃખડાં કાપેરે.
સખ્ત પાઠ ઇંગ્રેજી ભાષા બહુ મેહેનત લઉં ભાઇરે,
પણ નારી કાળજડુ બાળે આ શું કરો કમાઇરે.
ભાનુવતીનો વર બહુ સારો કર્યું લુગડું ભારીરે,
કેશરને ચંદરી સાડી કરી વરે બહુ સારીરે.
સહુ સભાગી હુંજ અભાગી શુ તમથી કહો થાએરે,

બેનપણી વાતોજ કરે ત્યાં મારૂં મન કચવાયરે.
ચંદુલાલ છે ગરીબ તો પણ વહુને જઇને પુછોરે,
તેમાંથી પણ વ્યાજ તમે તો તીલ માત્રમાં શુછોરે.
જવાબ દીધો ધીરજ રાખો પાંચ વરસ નવ બોલોરે,
ભણી ગણીને પાસ થવા દયો સર્વે સાથ પછી તોળોરે.
ઉમેદવારી કરી મુવાથી ત્રણસે સાઠ મળેછેરે,
ખુશામતી કરી પ્રાણ જાય છે સાઠ જાણાની તળે છેરે.
તે દ્રષ્ટાંત ન દે તુ નારી ભણી પાસ જો થાશુરે,
હશે જ્ઞાન વિદ્યા પરીપુરણ મોહોટે દરજ્જે જાશુરે,
પછે લુગડાં કરૂ હજારો સોને તુજને મડી દઉરે.
કરવા દે ઇચ્છા પરીપુરણ હાલ એજ માગી લઉરે,
મુરખ નારી બોલી મુખથી ઠીક મને સમજાવોરે.
પરણી તમોને ખુબ મુખથી કહી કડી લીધા લાવોરે,
સમજાવો છો કહોને કેને છઉ વરસ બે મોટીરે.
ભણવું ગણવુ રહેશે છાપરે વાત કરો નવ ખોટીરે,
જાઓ સવારે કરો ખુશામત લીલક તુટયુ કરાવોરે.
વાળી તુટી ગઇ મોતીની હવે જડીયા પાસ જડાવોરે,
સુણી વાકય નારીનાં મનમાં નીશ્ચય મેતો કીધોરે.
મા બાપે કર્યુ બાળ લગન એ પથ્થર દુઃખનો દીધોરે.
રાત પડે કાળજડું બાળે મુરખ નારી નીત્યેરે.
હાથ જોડી કહુ બાળ લગન નવ કરશો સર્વ ખચીતેરે.
બળી બાળીને ખાખજ થાઉં પણ હું કયાં જઇને કહુરે,

કદી કહુ તો શ્રવણ કરે પણ મનમાં ધિકારે સહુરે.

## સ્ત્રીથી કાયર થવુ.

બહુ કુચવાઇ કાગળ લખીયો પિતાપરે પરદેશરે.
તાવ આવીને શરીર પડે છે નબળુ અન્ન હમેશરે.
હવા બદલ કરવાને માટે મુજને ત્યાં બોલાવોરે.
લખ્યો પત્ર ઉતર આવ્યો એ પુત્ર સુખેથી આવોરે.
વાંચી ખરેખર ખુશી થયો હું ગયો પિતાની પાસેરે,
નહી તાવ કે દરદ દુઃખ પણ મોટી નારીની ત્રાસેરે.
લખ્યો પત્ર નારીએ તરતજ મુકી મુજને અકેલીરે,
તરત નાશી ગયા ડરી મુજથી નાંહાના વરેછો ફેલીરે.
એમ કરે નવ અંતજ આવે લોક કરે મશ્કરી બહુરે,
તેથી બાહાર ન જઈ સકું હું આંગળી ચીંધે છે સહુરે.
એજ પ્રમાણે પત્ર આવવા તરતજ લાગ્યા ભાઈરે,
જન્મી જગતમાં માત પીતાએ કરી મુજ માટક માઇરે.
કાગળ આવ્યો મીત્ર તણોએ માસ્તર ઠપકો દેછેરે,
નહી આવો તો તરતજ તે ડીસમીસ કરવાનું કહેછેરે.
પત્ર વાંચી હું બહુ ગભરાણો ઉપાય એક ન સુઝેરે,
હોળી બળી રહી ઝળ ઝળ પાસે કેમ કરી તે બુઝેરે.
પિતા પાસથી રજા લઇને ગયો દેશમાં ભાઈરે,
નારી આવી કહેવા લાગી કરી આવ્યા શુ કમાઇરે.
માત તમારી બહુ છે મુરખ બેન તમારી પાજીરે,
તમે નહી ઘર આગળ તેથી ઘર જાતાં હું લાજીરે.

તેથી તમારી બેન કહે છે લડવા જેવી ફાટીરે.
સાસુ કહે છે ગડબડ કરશો તો નાખીશ હું વાટીરે;
સહુ કહે પણ સાંખી રહુછું શું કરવું છો નાહાનારે;
તેથી સાસુ નણંદી ઘરનાં, સહુ મારેછે તાંનારે.
તેથી હું અત્રે નહીં આવું, સારૂ તમોને કહુછુંરે;
એ કહેવાને આવી હતી, હવે પાછી મુજ ઘર જઉછું રે.
એમ કહી ઉઠીને ચાલી, બહુ રહેવા મે કીધુરે;
પાછુંવાળી સામુ નવ જોયું. ક્યાંન કશુ નહીં દીધુરે.
બે ઘડી મેડીપર બેશીને, નીચે આવ્યો જયારેરે;
માત બેહેન મોહોટી બે લડવા. મુજને લાગ્યાં ત્યારેરે.
ધુળ પડી તાહારા જીવતરમાં, વહુ તો ગઇછે ફાટીરે;
તડ તડ સામુ બોલે સહુથી, બીજો તો દે દાટીરે.
આતો ભડવો માલ મળે નહીં, વહુને કાંઇ કહે નહીરે
આવી તુ પાસે ઘડી બેઠી, પાછી ઝટ ભાગી ગઇરે.
પુછયું ક્યાં જાઓ છો ત્યારે, જવાબ પણ નહીં દીધારે;
ધુળ પડી તાહારા જીવતરમાં, લાહાવ અમે નહીં લીધારે.
સુણી વાકય માતાનાં મનમાં, વળી અતિ ગભરાણોરે;
પણ કીજે શુ કાળ મીઠનો, દીવ પ્રથમથી પાંણીરે.
ગયો સાંજરે ફરવા ત્યાં પણ, લોક કરે ઠઠા સહુરે;
દુધ અને ઘી ખાઈ તમે તો, તાજા થઇ આવ્યા બહુરે;
કરે મશ્કરી મુરખ લોકો. પણ તેને શુ કહીએરે;
મોટી નારી ,માટે કહેછે, એ સમજીને રહીએરે.

ાત પડે ઘરમાં જ્યાં જાઊં, લડવા મંડેલાં સહુરે:
ાત બેહેનને મોટી નારી, સહુ સરખાં કોને કહુરે.
જરા રહી પોકાર કરીને, બંધ કરયાં લડતાં સહુરે;
તોપણ માત બેહેન કહે ઘરમાં, વર વહુ ફાટી ગયાં બહુરે.
જમી ખાઇ મેડીપર જ્યાં જઉં, અંધારૂ ઘબ જોયુંરે;
દીવો કરવા કહેતાં પેહેલાં માંન ખરેખર ખોયુંરે.
દીવાસળી દીવો કરવાને, અંધારામાં ગોતુરે;
વાગ્યો પાયો ખાટલાતણો, તર્તજ ખાધુ ગોથુરે.
ઢીંચણ ભાંગી ગયું પણ નારી, બોલી નહીં નિજ મુખથીરે
આ નારો મળી નશીબમાં, કહો કેમ રહુ હું સુખથીરે;
દીવાસળી ફાંફાં મારીને, ગોતી દીવો કરીયોરે;
નારી સુતેલી ત્યાં પાસે, ભાઇ જઇ હું મરીયોરે.
થરથરતો કહેવા હું લાગ્યો, શાને માટ રીસાઓરે;
શુ તમને છે દુઃખ કહોને, ઉભાં બાપુ થાઓરે.
જેમ કહો છો તેમ કરૂં છઉં તે છતાં નહીં બોલોરે;
અંતઃકરણમાં હોએ કાંઇ તો, મારી પાસે ખોલોરે.
માત પિતા છે મુરખ મારાં, તે સામુ નહીં જોશોરે;
ખરેખરો કચરાઇ ગયો હું, હવે તમે નહીં રોશોરે.
મારાપર ગુસ્સો નહીં કરશો, વાંક નથી કાંઇ મારોરે;
કદી હોય તો માફજ કરશો, માનુ પાડ તમારોરે.
બહુ બહુ કહેવા લાગ્યો ત્યારે, માર્યો ગાલ તમાચોરે;
શુ ઠઠા કરવાને આવ્યો, કરગર તો તુ પાછોરે.

ધુડ પડી મારા જીવતરમાં, ક્યાંથી તમને પરાણીરે;
સારૂ છે તે છઉ એકલી, આવ્યું નવ અધરાણીરે.
નહીંતર પેટ ભરે શુ આહુવો, છોકરડો છરવંગાચોરે;
લાડ લડાવે નરગ ઉપાડી ગામતણો તો ભંગીચોરે.
તેમાંથી પણ ગઇ હવે હું, શુ કરવુ ક્યાં કહેવુરે;
ક્યાંથી પરણી નાંના વરને, ઓલ્યા ભવનુ દેવુરે.
માત પીતાએ મુજને શાંને, આવા વરને દીધીરે;
આ દુનિયામાં ખરેખરી કહું, દુઃખણી મુજને કીધીરે.
લખ્યા લેખ તો મટે નહીં, પણ આથી મરવુ સારૂરે;
સ્નાંન કરી તુ નાંખ કંથડા, ખરેખરૂ કહું મહારૂરે.
સુણી વાક્ય નારીનાં મનમાં, ખરેખરો ગભરાણોરે;
ધિરધરી કહેવા હું લાગ્યો અંત હવે તો આણોરે.
બહુ ન રોશો દોષ ન દેશો, વાંક નથી કાંઇ મારોરે;
ગાલ તમાચો તડ દઇ માર્યો, એ શુ ધર્મ તમારોરે.
સહન કરીને તોય રહ્યો હું, તે છતાં બહુ બોલ્યોરે;
નહીં બોલવા કહુ છઉ ત્યારે, તસલા સમ મુજ તોલોરે.
હવે ખરેખર કાયર થઉ છું, હાથ જોડી કહું નારારે;
માત પીતા હું સરવે પાછી. એકજ તુ તો સારીરે.
લાજતણી દરકાર ન રાખો, કલેશ કરે હમેશરે;
ધડપીટ નહીં કરવાને, માટે કોણ આવીને કહેશરે.
બાર બજીગ્યા નીંદ્રા આવે, સુવા માટે ચાલોરે;
એમ કહીને તરતજ મેં તો, નારીનો કર ઝાલ્યોરે;

તરછોડી નાંખીને બોલી, ડહાપણ ક્યાંથી આવ્યુરે.
નાંનુ બાળક છોકરડું આ, ડહાપણ ક્યાંથી લાવ્યુરે;
શું કાંઇ મુરખ ખુરાખ સમજો, હું નહીં જેવી તેવીરે.
સાંખી રહે તે બીજી નારી, સમજો મુજને કેહવીરે.
આજ કહ્યું પણ ફરી નવ કહેવું, ખબડદાર જો બોલ્યારે;
એક ઘડીમાં પ્રાંણજ જાશે, કક કંથડા ડોલ્યારે.
હવે ન માંનું કહ્યું તમારૂં, નહીં આવો મુજ પાસેરે;
પ્રાંણ દઉં આ વખતે મારો, સવાર પણ નહીં થાશેરે.
શુણી વાકય નારીનાં મનમાં, વિચારમાં હું પડીયોરે;
તરતજ હું પસ્તાણો ભાઇ, ક્યાંથી એ બડબડાયોરે.
જરા રહીને નમ્રપણેથી, કહેવા લાગ્યો નારીરે;
માફ કરોને ભુલ ચુક જો, થઇ હોય તો મારીરે.
પડ્યાં ખાડમાં માત પીતા મુજ, કામ ન એ સાથે કંઇરે;
પરમેશ્વરની ઇચ્છા તેમાં, થાવાની તે તો થઇરે
હવે કેમ રાજી છો બોલો કહેસો તેમજ કરશુંરે;
પુછયા વણ પાંણી નહીં પીશું, પગલુ પણ નહી ભરશુંરે.
તે છતાં પણ આમજ કરશો, તો તો શુ કહો કરવુંરે;
કહો તેમ કરવા છતાં નહીં, બોલો તો તો મરવુંરે.

## નોખા થવાનો આગ્રહ.

સુણી વાકય એ નબળાં માહારાં, મુખથી બોલી નારીરે;
નોખા રાખો મુજ ઘર પાસે, મુખ્ય વાત એ માહારીરે.
હરજીવનનાં ઘર બહુ સારાં, તે લ્યો કાલ ઘરેણેરે;

માહારે તો રહેવું છે સુખથી. કાલ દીઠી છે કોણેરે.
ભાગવુ મુકી દઇ હવેથી, રોજગાર તો કરશોરે;
નાંનો નોકરી જડશે તોપણ, પેટ સુખેથી ભરશોરે.
એ માટે ચીંતા નહીં કરશો, જોવું કાંઠલો માહારોરે;
એ વેચીને પેટજ ભરશું. એ પણ છેજ તમારોરે.
નવનિત ને ધનીયાનો ભાણો, શંકર પણ થયો નોખોરે;
માત પિતાનું કાંઇ ન ચાલ્યુ, બેશી રહ્યાં લઇ ધોખોરે.
ચંદુ માણક નાંના છતાં, તે પણ નોખા થયા સહુરે;
નોખા થઇ આનંદ કરેછે, એ સઘળાં વરને વહુરે.
ચંદની વહુ બેનક મુજને, કાલ મળી વડ પાસેરે;
જોઇ કહ્યિયો છાશતણો કહે, પેટ ભરો શું છાશેરે.
ધારી રાતડાં કરી રહ્યાંને, કાલ ગાંઠીયા કરશુંરે;
સેવૈયા પણ તાજા કરશું, મુજને ગમે નહીં નરસુંરે.
વાત અમે બે કરતાંતાં ત્યાં, ઝીણી ઝટ લઇ આવીરે;
વરે કરેલી હશે બંગડી, તે અમનેજ બતાવીરે.
બેનક બોલી તારા સરખી, ભંગડી આજ કરાવુરે;
મારો વર તો કરાવી આપે, જે કહું તે મુજ સારૂંરે.
છિએ આપણ બેઉ સ્વતંત્રજ, મન ધાર્યું બે કરીએરે;
જુદુ રહેવું બહુ છે સારૂ, અડચણ પડે ન જરીએરે.
ત્યારથકી તમપર ખીજાંણી, જુદા થાઓ કાલેરે;
હું સાથે નહીં રહું કહું છું, ભેળું તો નહીં ચાલેરે.
માટે નિશ્ચય મુજને કહેશો, તો તમ સાથે બોલુંરે;

અંતઃકરણથી હોએ કાંઇ નો એ તમ પાસે બોલુરે;
સુણી વાક્ય નારીનાં મનમાં, નિશ્ચય મ તો કીધુરે;
જખ મારીને વળતે દિન મેં, ભણવું મુકી દીધુરે.

## ભણવું મુકયા પછીની સ્થિતિ.

ઝાઇ ભાઇ કહેવા સહુ લાગ્યાં. બહુ ખોટું આ થાએરે;
ભણવું મુંકી કેક આથડે, હવે ઘણા પસ્તાએરે.
તેમ તમારૂં થશે આખરે, ભણવું મુંકી દ્યો નહીંરે;
ઘણુ કહ્યું પણ માન્યું નહીં મેં, કાયર તો થઇ ગ્યો ભઇરે.
ઉમેદવારી કરવા લાગ્યો. જઇ કોરટમાં નિત્યેરે;
ધીકારે ઓફિસર મુજને ભણવું મુંકયું ભીતેરે.
ઉમેદવારી કરવા લાગ્યો અફળ થયો જનમારોરે;
બહુ ખોટું તે મુરખ કરીયું વિદ્યા વણ નહીં આરોરે.
કાળ વિટકતો આવે દિન દિન, વિદ્યાવાળો ફાવેરે;
વિદ્યા વણ અજ્ઞાન અભાણ તે, આ દુનિઆંમાં કહાવેરે.
ઘણું કહે તે મનમાં સમજું શું કરવું ન ઉપાયરે;
નીચુ ઘાલી જમી ખોતરૂં, બહુ પસ્તાવો થાયરે.
જયાં જઊં ફરવા માંન ન પામું ધિકારે મુજને સહુરે;
બાળલગ્નનું દુઃખ બહુ મોટું, તે કોની પાસે કહુરે.
ઉમેદવારી વિના હવે નહીં રસ્તો મુજને સુઝેરે;
દારૂમાં અંગારો મુંકયો, ભડકો કેમજ બુઝેરે.
બહુ સરમીંદો થઇને જાઊં, અમલદારને દ્વારરે;
ભણવું મુંકી આ શું માંડ્યું એમજ સહુ ધિકારેરે.

તોપણ નફટો થઇને નિર્લજ્જ, જાવા લાગ્યો ભાઇરે.
અરજી ફરજી લખી લાવવા, લાગ્યો કાંઇ કમાઇરે.
અમલદારની મરજી માફક બહુ વરતવા માંડયુંરે;
મારા સરખા ગરીબતણું કહો, કોણજ ઝાલે કાંડુંરે.
તોપણ અતિ ખુસાંમત કરવા લાગ્યો સૌની જ્યારેરે;
ધક્કા ખાઇ કાયર થઇ ગયો. મનમાં લાવ્યા ત્યારેરે.
આઠ રૂપૈયાતણી નોકરી, જાવક લખવા આપીરે;
માબાપે કર્યું બાળલગ્ન એ, કોને કેવાં પાપીરે.
આઠ રૂપૈયા માટે મરવા, પડયાં માતને નારીરે;
નારી કહેવા લાગી લ્યો, દઇ ચંદરકાળા સારીરે.
કાંન અકોટી લોલક પાણ નહીં, તે પણ તરત કરાવોરે.
ચુપ કરી બેઠી આજ સુધી હું; વાંક નહીં કાંઇ મારોરે.
માત તાત કહે પગાર દેતું, આઠે આઠજ પુરારે;
ઘરમાંથી તો જાવું પડશે જો આપવાજ અધુરારે.
ઘરનો વકરો જાણેછે તું પૈસા વણ નહીં ચાલેરે;
પગાર નહીં આવે તો આ, ઘરનુ કેમજ હાલેરે.
પરણાવ્યો તુને તેનું તો કરજ હજુ છે માથેરે;
તે પણ દેવું તરતજ પડશે, જો રહેવું હોય સાથેરે.
એજ પ્રમાણે માત પિતા બે મુજને કહેવા લાગ્યાંરે;
આઠ રૂપૈયા માટે સૌકો એજ પ્રમાણે જાગ્યાંરે.
નારીનુ મન જો કચવાવું, તો તો ભોગ મળે મુજરે;
માત પિતાનુ પણ શું થાયે, પડે ન કંઇ મુજને સુઝરે.

કહો એમાંથી કોનુ કરીયે, મારે શું નહીં જોએરે;
આઠ રૂપૈયા માટે સૌકો પેટ ભરીને રોએરે.
એમ કરતાં પગાર આવ્યો એક માસનો જયારેરે;
વિચારમાં પડીયો હું ભાઇ શું કરવું કહો ત્યારેરે.
તોપણ મેં તો નારી માટે ચંદરકાળા લીધારે;
માત પિતાએ અવગણ્ના કરી એ, શક્તિ મુજપર કીધીરે.
શું તારા મનમાં તું સમજે, વહુને વશ થયો ભડવોરે.
તારૂં મોં નહીં જોશું કોઇ બચો સરવને કડવોરે;
ઘરમાં દેવું હોયજ તારે, તો તું ઘરમાં રહેજેરે;
નહીંતર ઘર છે ઘણાં ગાંમમાં, તરતજ ગોતી લેજેરે.
એનું ઘરમાં ખર્ચ પડેછે, તે નહીં મુરખ જાણેરે;
બન્યા આપ શ્રીમંતતણા સુત ચંદરકાળા આણેરે.
ધુડ ઘલવશે નારી ત્યારે, આંખ ઉઘડશે ભાઇરે;
કામ ન તારૂં કાંઇ અમારે, શું તારીજ કમાઇરે.
ચુનીભાઇને પુત્રજ નહીં પણ, તેનું કાંઇ ન અટકેરે;
પુત્ર હોય તે કપુત જાગે, એતો નિશ્ચય ખટકેરે.
માત પીતાનાં વાક્ય સુણીને, ખરેખરો ગભરાણોરે;
મનમાં સિધ કર્યું કે નોખો, તર્ત હવે તો થાઉંરે.
કરી વિચાર મેડીપર જયાં જઉ નારી તર્તજ આવીરે;
ગભરાશો નહીં જરા માત્ર કહું, એતો સમજો ભાવીરે.
માત તાત તો બહુ છે સારાં, કેમજ થયાં નઠારાંરે;
હું નો કહેતી ત્યારે પોતે; કહેતાં નિત્યે મહારાંરે.

મારાં તો જે હોયજ તે તો, મારાં થઇને બેસેરે;
બીજાં તો નોખાં થવાને, તડ દઇ મુખથી કહેશેરે
બહુ છે મારાં તે સૌ જાણું, કામ ન કો દિન પડશેરે;
કામ પડયું તે સાથે તો તો પોક મુકીને રડશેરે.
માટે નોખા થાઓ તર્તજ, વિચાર એ છે મારોરે;
લડાલડી કરવા કરતાં તે રસ્તો સૌથી સારોરે.
જાણી વાત ખરેખરી ચાલ્યો હરજીવનની પાસેરે;
ગયો ઘેર મળીયો હું બોલ્યો. આવ્યોછું તમ આશેરે;
ઘર છે સારાં બહુ તમારાં, આપ ઘરેણે આપોરે.
બંદોબસ્ત કરી ઘર સોંપો; દુઃખ અમારાં કાપોરે.
તે બોલ્યા ન ઘરેણે આપું, આપુ લેશો ભાડેરે;
બંદોબસ્ત કરૂં એ સખ્તજ, પાંચ વરસ નવ કહાડેરે.
વરસ એકના વીસ રૂપૈયા લેશું રહેવું હોએરે;
આવી આજ રહોને નહીંતર, લેશે બીજો કોએરે.
એજ પ્રમાણે લખી લેખને, માત પીતાને કીધુરે;
હરજીવનનું ઘર મેં ભાડે, વીસ રૂપૈયે લીધુંરે.
આજજ નોખો થાઉ ખરેખર, ઘર વકરી ઘો મારીરે;
માત પીતા કહે એમ ન થાએ, વાત નથી આ સારીરે.
શું કાંઇ મુરખ બુરખ થઇ ગયો, નોખાં એમ થવાએરે;
તું તો થઇને છુટ છોકરૂં, લાજ અમારી જાએરે.
તોપણ મે ફંફાસ કરીને, ઘર વકરી લીધી કંઇરે;
નોખા થઇ બેઠા ઝટ ભાઇ, થાવાની તે તો થઇરે.

## માત પીતાથી જુદા થયા પછીની સ્થીતી.

સર્વ કુટુંબી પણ મુજ સાથે, કલેશ કરીને બેઠાં રે;
માત પીતાના મોટા તડમાં, તર્ત જઇને પેઠાં રે.
ફળીઆનાં સહુ નરને નારી, ધિકારે મુજને બહુ રે;
કરે મશ્કરી કઇક નારીયો, કરશો જેમ કહે વહુ રે.
ચાર દિવસ ઘરમાં દબી બેઠો, બહાર ગયો નહીં ફરવા રે;
ગયો કોરટમાં ત્યારે પણ સહુ લાગ્યા મશ્કરી કરવા રે.
જવાબ પણ શુ સહુને દઇએ, ચેન પડે ન જરા એ રે;
ગભરાએલો હું તો બહુ પણ, નારી ખુશ જ થાએ રે.
ફરતાં ફરતાં જમવા લાગી બેનપણી બહુ આવે રે;
પાણી પાઈ પાંન સોપારી, સૌને તે ખવરાવે રે.
હસા હસી કરી નવરાં બેસી, વાત તડાકા મારે રે;
થઇ સ્વતંત્ર જ ગણે ન મુજને, કોણ તેહને વારે રે.
જમવા ખાવાનું કરી આપે મનમાં આવે ત્યારે રે;
જે મુકે તે ખાવું ભાઇ નહીં બોલવું મહારે રે.
મન માન્યું તે કરવા લાગી, શું તેને કહો કહીએ રે;
બેઉ એકલાં ઘરમાં ત્યારે, કલેશ કરી ક્યાં રહીએ રે.
કોરટમાં થકી જંગલ જાતા, આવું ઘેર જ જ્યારે રે;
તળુ દઇ ગઇ હોએ ભટકવા, પાછું વળવું માહારે રે.
જો કહીએ તો સામું બોલે કહ્યું ન માને મારૂં રે;
તે દિન મુકે કાચુ પાકુ. ખાવા મુજને નઠારૂં રે;
સમજી મનમાં સઘળુ રહીએ, ભાઇ એ સંતાપે રે.

માબાપે કર્યું બાળલગ્ન, હવે કોણ દુઃખડાં કાપેરે;
મિજાજ કરવા જઇએ ત્યારે, બોલે નારી મુખથીરે.
ઘર માંડીને બેફિકરા થઇ, ફરવુ છે બહુ સુખથીરે.
એક તાવડી તેર વનાં તો, માગે નિશ્ચે જાણોરે;
થઇ રહ્યાછે ઘઉં આજ તો, એક કોથળો આણોરે.
અધમણ લાવો ચંગા ગેડીયા આજ પુધરો કરશુરે;
લાવો એંજ બરણી સારી, તેમાં એતો ભરશુરે.
મોસમ ચાલી જાશે માટે કાચી કેરી લાવોરે;
રાઇ મેથી મરચાં જોશે, તે પણ આજ મગાવોરે.
ગરમર ગુંદાં માણમાણ લાવો, અધમણ લાવો આદુરે;
ટોપરૂ ખારેક તેપણ લાવો, ગમે ન મુજને સાદુરે.
આજ અથાણું કરવા માટે, એ સઘળુ લઇ આવોરે;
પૈસાનો ન વિચાર કરે કહે લાવો લાવો લાવોરે.
ક્યાંથી લાવી દઇએ કહોને પાસે મળે ન પાઇરે.
આઠ રૂપૈયા પગાર આવે તેપર સરવ ભવાઇરે;
ભોજન ખર્ચ જશે તેમાંથી, કપડાંના પણ વાંધારે;
તોપણ દુઃખ વેઠીજ ચલવીએ સર્વ વાતના સાંધારે.
તે છતાં લાવે લાવો કહે, નિત્યે મુરખ નારીરરે;
કરીએ નહીંતર કહેશે જાહું શુ તમને કહો વારીરે.
કમાવવાની શક્તિ હોયજ, મીજાજ તો તો કરીએરે.
મીજાજ કરવો હોયજ તો તો પેટ નારીનુ ભરીએરે;
શુ કમખો કે ચણિયો સારો, કર્યું લુગડું કદીએ કેદીરે;

આઠ રૂપિયામાં શું કરીએ, કહીયે લેવા જે દીરે.
કમાવવાની શક્તિ નહીં તો આંખજ મીંચી રહીએરે,
આંખજ આડા કાન કરીને મિજાજ કરી નવ કહીએરે;
મન માંન્યું તડતડ લેઇ બોલે, સઘળુ સાંખી રહીએરે.
કમાવવાની શક્તિ નહીં તે, વાત ખરી શું કહીએરે;,
બાળલગ્નથી કાયર થઇને, ભણવું મુકી દીધુરે;
ભણ્યા નહીં એ ભાઇ ખરેખર ખોટુ મેતો કીધુરે
વિદ્યા વણ નહીં નોકરી આપે માંન મળેનવ જરીએરે;
પછી ખુસાંમત કરી કુતરાં માફક પેટજ ભરીએરે.
મિજાજ કરીએ કામ ન આવે નબળા થયા એ પાપેરે.
માબાપે કર્યું બાળલગ્ન હવે કોણ દુઃખડાં કાપેરે.
નારી કહે તે સાંખી રહીયે, ઉપાય એક ન સુઝેરે;
સર્વ વાતની લાયજ મનમાં બળતી કેમજ બુઝેરે.
આસપાસથી પાંચ પડોસી મિત્રો આવી બેસેર;
દઇ દિલાશો ચીંતા નહીં કંઇ, કરશો મુખથી કહેશેરે.
કુઇ કઇ વસ્તુ લાવી આપે, મુજને લાગે પ્યારારે;
તારા ટપકી કંકુ લાવે નારી કહેશે સારારે.
જમવાનુ કહેવા તે લાગ્યા, મિત્રાચારો જાંમીરે;
પ્યાર પરસ્પર થયો બહુ ભાઇ તેમાં નહીં કંઇ ખામીરે.
ભલમનસાઇ બહુ બતાવી પ્યાર ખરેખર કીધોરે;
આખર દુષ્ટોમિત્રો થઇને દગો ખરેખર દીધોરે.
કેમ કરી હુ જાણું ભાઇ, સર્વ ભણેલા સારારે;

અમલદારની પંક્તિમાં વળી, કહે ન કોઈ નઠારારે.
પૈસા પાત્ર રહ્યા વગવાળા, શું તેને કહો થાએરે;
નોકરી તોડી નાખે મારી, કેમ કરી કહેવાએરે;
સમજી મનમાં સઘળુ રહીએ કોણ સાહ્યતા આપેરે;
માબાપે કર્યુ બાળલગ્ન હવે કોણ દુઃખડાં કાપેરે.
વરસ વીસની વય તો મારી, આ વખ્તેજ થએલીરે,
પડયાં દુખડાં નાંની વયથી કોણ ગરીબનુ બેલીરે

## ત્રીજું શ્રીમંત અને બીજાનું ફુલાવવું.

આવ્યું અધરાણી નારીનું, કહો ઓછામાં પુરાં થઈરે;
નારી કહેવા લાગી અધરાણી, મારૂં કરશો કે નહીંરે,
ભાણીનો વર ગરીબ છતાં, કેવી કહો મણાવીરે;
મનાણાં સઘળુ સમજી રહીએ, જેહ થાએ તે ભાવીરે.
મુરખ નારી કેક મળીને. આવી નિત ચડાવેરે;
બાવી વર્ષે આવ્યું અધરાણી, વર શું નહીં મણાવેરે.
નાંની કેસર ભાંણી બેનક, બેનપણી સૌ આવીરે;
આવ્યુ અધરાણી બાવી વરસે, ખુશીજ એજ જણાવીરે.
કહેવા લાગી ઓછું તારે, નહીં રાખવું કાંઈરે;
જે સારૂ લાગે તે કરવુ. રાખીશ મનમાં કાંઇરે.
તો તુ પાછળથી પસ્તાણી કેમ ન બેનક બોલેરે;
બેનક કહે ભાંણી છે સાચી, પેટ ખરેખર ખોલેરે.
ઇંડર ડોશી કહેતાંતાં જે. રેવાને જઇ કહેજોરે;
આવ્યુ અધરાણી બાવી વરસે લાંણુ ખરેખર લેજોરે.

બેનક જ્યાં કહેવા લાગી ત્યાં ઇંડર ડોશી આવ્યાંરે;
ક્યાં ગઇ રેવા કહી પાટીએ બેસી કહેવા લાગ્યાંરે.
સાંભળ રેવા આવી વરસે આજ અધરાણી આવ્યુંરે;
કીકો મારો નબળો નાનો, તોપણ હેત જણાવ્યુંરે.
સાંભળ રેવા પાંચ માસ તો પુરા થાવા આવ્યારે
તે છતાં નહીં હજુ લાડકા લાડુ કેમ કરાવ્યારે;
પાકતાણા લાડુ કરી આપો, સર્વ કુટંબીને ઘરરે.
તુ નહીં આણસમજુ કરતી નત, તેમાં સમજે શું વરરે.
કીકો ના નહીં પાડે નિશ્ચે મન માન્યુ તુ કરજેરે;
રાખડી બાંધી ખુબ ઘરેણાં પેહેરી ગામમાં ફરજેરે.
શરમાતી હોતો હું કીકા પાસે જઇને કહુછુરે;
એ કહેવાને આવી હતી હવે કીકા પાસે જઊંછુરે.
બેનક બોલી મેડીપર છે હાક મારી બોલાવોરે.
ઇંડર કહે કીકા હું આવી, નીચે હું તો આવ્યોરે.
ઇંદર બોલી કીકા હુંતો કહેવા તુજને આવીરે;
બાવી વરસે આવ્યુ અધરાણી નહીં ભરૂસો ભાવીરે.
માટે તુને કહુછું સાંભળ, રેવા કહે તે કરજેરે;
ધામધુમ કરી કરજે અધરાણી, પાછી પાંની નહીં ભરજેરે.
નાનાભાઇનો પુત્રજ તુતો, કોણ કહે અકરમીરે;
નાત વરા કરીએ તો કહેશો, નાત તને તો કરમીરે.
એમ કહીને ઇંદર ડોશી ગયાં આપને દ્વારેરે;
બેનપણી ગઇ નારી બોલી, કરવું સરવે મારેરે.

નાતજાતમાં નીચુ હું તો નહીં જોઊ એ માટેરે;
શામન સારૂ જાઓ આજે, ગોવરધનને હાટેરે.
નહીંતર બોલું નહીં તમ સાથે, લાવી દેશો જ્યારેરે;
પગવાળીને બેસુ ઘરમાં બેફિકરી થઇ ત્યારેરે.
જવાબ દીધો લાવી દઊછું, ઉપાય એક ન સુઝેરે;
બાળલગ્નની બળતી હોળી, કેમ કરી તે બુઝેરે.
ગયો બજારે પારખ પાસે, બસેં પુરા લીધારે;
દસ્તાવેજ લખીને ભાઇ, જમાંન તેના દીધારે.
ચાર માસમાં તે ભરી દેવા, વિઆજ ટકો ઠરીઓરે;
મા બાપે કર્યું બાળલગ્ન હું તે કારણથી મરિયોરે.
કહેવા માફક સઘળું કીધું ચાદર ફરતી દીધીરે;
સઘળાં મુરખ નર નારી મળી, પુરી ખુવારી કીધીરે.
પ્રથમ ચડાવી તાંના મારીઃ ખરચ કરાવ્યું ભાઇરે;
પણ જાંણ્યુ નહીં આઠ રૂપૈયા દરમાસેજ કમાઈરે.
જમવા ખાવા સૌ કોઇ આવે, કુટંબનાં નર નારીરેઃ
કીકાભાઇ જમણવાર તો, કરી તમે બો સારીરે.
તેમજ બૈરાં બૈરાં પાસે, વખાણ કરવા લાગ્યાંરે.
આખર મુજને પેટ ભરીને, ખુબ ખાસડાં વાગ્યાંરે.

## કરજ કરી ફુલણજી થયા.

પુરૂ અધરાણી થઇ રહ્યુને આઠ માસ થયા જ્યારેરે.
પારખ ગોવીંદજી ગીરધર તો, આવ્યા મારે દ્વારેરે;
મેહેરબાન રૂપૈયા આપો, આઠ માસ થયા પુરારે;

પીઆજના પણ આજજ આપો, હું નહીં લઊં અધુરારે.
જવાબ શું દ્યો છો તે કહોને રૂપેયા તો લેશું,
ચાર માસના આઠ થયા પણ આંખ ન ખુલે એશું રે.
સુણી વાકય પારખજીનાં તો થરથરવા હું લાગ્યોરે,
કરજ કરીને કુલાણજી થયા એજ તમાચો વાગ્યોરે.
જવાબ દીધો કૃપા કરીને પારખ આજ પધારોરે,
ભરી દઉ પારખજી તર્તજ વાંક થયો એ મારોરે.
હવે તરત બે ચાર દિવસમાં સરવ ભરી દઉ જાઓરે,
પારખજી કહે કયાંથી ભરશો દીવાળીઆ નહીં થાઓરે.
કયાંથી દેશો ઘર છે ભાડે પાસ કંઇ નહીં પુંજીરે,
કયાંથી આપ્યા મેંતો તમને સુમતી પ્રથમ ન સુઝીરે.
આવ્યું નજરમાં કહી પારખજી ગયા આપને દ્વારેરે,
કયાંથી ભરવા વિચાર પુરો ઇશ્વર તો ઉગારેરે.
તોજ નીભાયે નેંતર કાંઇ કરવું મને ન સુઝેરે,
મા બાપે કર્યું બાળ લગ્ન તે ઝાળ કેન કરી બુઝેરે.

## પઈશા મેળવવા પ્રયત્નો અને તેનાં પરીણામ.

પૈસા તો મળવાને માટે માંત્રા લાગ્યા કહેવારે,
જુગાર રમતાં તર્ત મેળવો ઉપાય નહીં એ જેવારે.
પુત્ર તણો તો જન્મ થયેલો ફીકર પડી સૌ માથેરે,
દુઃખમાં તો હું રહ્યો એકલો સુખમાં તો સૌ સાથેરે.
સુખ દુઃખથી બે ચાર વરસ મેં કાઢી નાંખ્યાં ભાઇરે.

આઠ રૂપૈયા તો દર માસે આવે વધે ન પાઇરે,
ખરચ ચલાવી કરજ કયાંહાંથી દવુ કહોને ભાઇરે,
મિત્રો જુગાર રમવા કહેવા લાગ્યા થઇને ઝ.ઇરે.
જુગાર રમતાં તર્ત મેળવો પૈશા પુષ્કળ નીત્યેરે
ફીકર સર્વને દુર કરીને ઉદ્યમ કરશો એ રીતેરે
ચાર દિવસમાં સાડા ત્રણુસે આજ થયા મુજ પાસેરે,
હજુ રમું તો તેથી વત્તા મુજ પાસે તો થાશેરે.
સુણી વાકય મુજ મિત્ર તણાં હુ જુગાર રમવા માંડયોરે,
હતા પાંચ પચ્યા મુજ પાસે ધકો તેનો વાગ્યોરે.
મેળવવા જાતાં તો ખોયું હતું સરવ જે પાસેરે,
માંદો પડીયો કરજ ખરચને નીશ્ચે જાણો ત્રાસેરે.
વરસ એક માંદો રહેવાથી નોકરી તુટી મારીરે,
ઓછામાં પુરી તેતો થઇ ખરેખરી ખુવારીરે,
મંદગીમાં પણ ભાવ ન પુછે નારી કો દીન મારીરે,
મન માન્યું તે ખાએ પીએને પેહેરે લુગડાં ભારીરે,
કરી કરૂણા પણ મનમાં આવે તે કરી ખાવા આપેરે,
મા બાપે કર્યું બાળ લગન હવે કોણ દુઃખડાં કાપેરે,
ત્રીસ વરસની વય થઇ મારી પૈસા પણ નહીં પાસેરે,
ચોરી કરવા ઉપાય સુઝે પાગ્ખજીને ત્રાસેરે,
તેથી પાડોશીના ઘરમાં જઇ રાતરે પેઠોરે,
મેડી ઘરની તેપર થઇને ઉતરીયો હું હેઠોરે.
કરમ ફુટીઓં આવ્યું મીંદડું ખડખડ કરવા લાગ્યુરે,

સુતેલુ વળી બાળક તે પણ રોતું રોતું જાગ્યુંરે.
પાડોશી પણ જાગ્યો તરતજ લાગ્યો દીવો કરવારે,
અંધારામાં ફાંફાં મારૂં બાહાર તરત નીસરવારે,
ખીલી વાગી કપાળમાં હું પડયો ખાટલા માંહ્યરે,
નારી તેની સુતેલી તે જાગી કરતી હાયરે.
ચોર ચોર છે પકડો ઝટ દઇ રાડ પાડી પોકારીરે.
ઝટ લઇ પેશી ગયો હું રાંધણીયામાં દઇને બારીરે.
થરથર તો હું રાંધણીયાના ખુણામાંજ ભરાયોરે,
આસપાસના કહેવા લાગ્યાં લુચ્ચો કયાંક દબાયોરે.
ચોર હતો નિશ્ચે હું કહુંછુ બોલી ઘરની નારીરે,
દીવો લાકડીઓ લઇ ગોતે ડરવા લાગ્યો ભારીરે.
વાડા મેડી સરવ ઓરડા જોયા પણ નહીં જડીયોરે,
રાંધણીયુ ઉઘાડે ત્યાં તો નીચે હું જઇ પડીયોરે.
ચોર ચોર છે કહી લાકડી મુજને બે ત્રણ મારીરે,
કોણ અરે કીકાભાઇ કયાંથી વાત કરી શું સારીરે.
શાને માટે ચોરી કરવા આવ્યા આ શું સુજ્યુંરે,
સુણી વાકય બહુ શરમાયો નીચુ ઘાલી ધ્રૂજ્યુંરે.
માફ માગી કહેવા હું લાગ્યો છોડી મુજને દેશોરે,
ટુકે વાળી સમજી રહેશો વાત નહીં કંઇ કહેશોરે.
તે છતાં ફરિયાદ કરીને કોરટમાં જઇ ચઢીયોરે,
પાંચ માસની ટીપજ મારી તુરંગમાં હું પડીયોરે.
બહુ વેરી હાલત થઇ મારી માત પિતાને પાપેરે,

માબાપે કર્યું બાળ લગ્ન હવે કોણ દુખડાં કાપેરે.
રાત દિવસ નવરો બેશી રહુ વિચાર મુજને થાયેરે,
છેક અવસ્થા નબળી થઇ આ કારણ શુ કહેવાયેરે.
વિચાર કરતાં સિદ્ધ કર્યું મે બાળ લગ્ન થયુ જ્યારેરે,
ભણવુ ગણવુ મુકી છાપરે બે વકરા થયા ત્યારેરે,
કમાવવાની શકિત રહી નહી વિદ્યા વણ કહુ મારીરે.
પઇશો લેશ મળે નહી પાસે તેથી ફાટી નારારે,
બાળ લગ્ન કરવાથી બુરા હાલ થયા બહુ મારારે,
માટે બાળલગ્ન નવ કરશો, પુત્રતણુ તમ પ્યારારે;
પુરી ટીપ થઇ રહેવાથી, બહાર નિકળ્યો જ્યારેરે.
પરમેશ્વરની ઇચ્છા તેથી થઇ નોકરી મારેરે;

## બાળલગ્નથી પસ્તાઇને પુત્ર માટે સુગન વિચાર.

પુત્ર થયો દસ બાર વરસનો, ભણાવવાનુ કીધુ;રે
વિદ્યાદાનજ દેવા પાછળ, ધ્યાન ખરેખર દીધુરે.
ગુજરાતી પુરી કરી ભણવા લાગ્યો તે ઇંગ્રેજીરે;
પાંચ વરસમાં પાસ થયો તે, નિકળીયો બહુ તેજીરે;
સોળ વરસની વયમાં કન્યા. આઠ વરસની ગોતીરે.
માંન્યું નહીં નારીનું કહેવું, તે બાબત રહી રોતીરે;
વીસ વરસમાં જ્ઞાન મેળવી, પુત્રથયો વિદ્વાનજરે.
પગાર થયો દર માસ દોઢસો, મેળવીયું બહુ માનજરે;
બાર વરસની કંન્યા પણ થઇ, તેર વરસ થ્યાં જ્યારેરે;

લાયક ઊમરની વહુ તેથી; ઘરમાં લાવ્યા ત્યારેરે;
એકુવી વરશે તેર વરસની આવી ઘરમાં નારીરે;
બેઉ બરાબર વયનાં તેથી પ્રીત પરસ્પર સારીરે
માસ એકના મળે દાઢસો દુઃખ થયુ સૌ દુરજરે.
ખાંનપાંન મળવા સૌ લાગ્યુ મન માંન્યુ ભરપુરજરે,
પુત્ર કહે ચીંતા નહીં કરશો જે જોઇએ તે લેજોરે.
ચીંતા આપ ન કરશો કાંઇ સુખ દુઃખ મુજને કહેજોરે.
લાયક પુત્ર થવાથી બહુ સંતોષ મલ્યો આખરતોરે
નાની વયથી દુઃખ બહુ વેઠયું ગઇ જુવાંની ભરતોરે.
જમી લઇને એક બંગલો રહેવા માટે કીધોરે,
અકલમંદ ઇશ્વર ઇચ્છાથી મોટો દરજ્જો લીધોરે,
તેથી બે ઘોડાની ગાડી સાંજ પડે ત્યાં આવેરે,
બેસી તેમાં નરને નારી ફરવા નીત્યે જાવેરે.
પ્રભાતમાં તો સ્નાંન કરીને પુજા કરવા બેસેરે,
મળવા મોટા ગ્રહસ્થો આવે, જવાબ પણ નહીં દેસેરે.
પુજા કરી ખડખડતાં કપડાં, પેહેરી બાહારજ આવેરે;
મોટા મોટા ભાઇ ભાઇ કહી સંકટ હોય કહાવેરે.
મારે તારે આ વખતે, તો ભાઇ કરે તે થાએરે;
આ સઘળું વિદ્યાનુ ફળ છે વિદ્યા શ્રેષ્ઠ ગણાએરે.
ભાત ભાતનાં ભોજન તો તઇયાર કરે ઘર નારીરે;
જમી ખાઇ કોરટમાં જાએ પેહેરી લુગડાં ભારીરે.
સાંજ પડે બગીમાં બેશી ફરવા જાએ બાહારરે;

ઘરમાં આવે મીશાલ આગળ ચોપદાર પોકારે;રે
ગાદી તકીઆ ઘરમાં ત્યાં તે આવી પુત્રજ બેસેરે.
રાત દીવસ આનંદ કરીને નર નારી તો રહેશેરે;
નારીને ચંદેરી સાડી કપડાંનો નહી પારજરે.
આભુષણ અગણિત કરાવ્યાં જે માગે તૈયારજરે;
આજ્ઞા તો બહુ પાળે નારી જેમ કહે તે કરશેરે.
રીસ ચઢે જો જરાક તો તો નીશ્ચે નારી મરશેરે;
એજ પ્રમાણે પુત્ર તણી તો સ્થીતી થએલી ભાઇરે.
જનમી જગતમાં મે પણ કેવી ભ્રાત કરેલી કમાઇરે;
તે બંને વરાણુન કરી આજે સજ્જન મેતો કીધાંરે,
બાળ લગન કરી માત પિતાએ દુઃખડાં મુજને દીધાંરે.
દુઃખ દુઃખને દુઃખજ દેખ્યુ આખી જીંદગી માંયરે;
બાળ લગન નવ કરશો કોઇ છે નહીં સુખ જરાએરે.
તેથી મેં મુજ મનથી દ્રઢ કરી વિદ્યા દાંનજ દીધુરે;
નાની વયનીં કંન્યા ગોતી સુખ પુત્રને કીધુરે.
માટે સૌ સજન મળી નીશ્ચે એજ પ્રમાણે કરશોરે,
નાત જાત કે ડોસાં ડગરાં કોઇ થકી નહીં ડરશોરે.
બાળ લગનનો લઇ અનુભવ નીશ્ચય સૌને કહુછુરે;
વરાણન આખી જીંદગી તણું કહી સલાહ હું દઉછુરે.
પડતી ચડતી થાય જગતમાં મુખ્યજ કારણ આછેરે,
બાળ લગન કરવાનુ કહોતો ના ના નાને નાછેરે
માત તાત નહી થાશો પાપી દુઃખ છે એ બહુ મોટુરે;

આ દુનિયામાં બાળ લગનથી અવર નહીં કંઇ ખોટુંરે.
તેથી બાળ લગન નહીં કરવાં સૌ સુધરેલા કહેશોરે;
સઉ સુધરેલા અંતઃકરણથી ખરી પ્રતિજ્ઞા લેશોરે.
સંવત ઓગણીસે છત્રીના શ્રાવણ સુદી નોમેરે,
વાર રવીએ કાવ્ય કરી આ સહુ સુધરવાને મેરે.
સુખ ધન વિદ્યાની વ્રદ્ધી છે દુષ્ટ રીત એ ટાળેરે.
કહ્યું કરજોડી જુનાગઢ કર નાગર છોટમલાલેરે.



# જાહેર ખબર.



સર્વોપયોગી નીતિકાવ્ય, ભાગ પેહેલો તથા બીજો, સંતોષ જ્ઞાન પ્રકાશ, પ્રમદા પ્રબોધ શીઆળ આખ્યાન, ત્રીકમવિલાસ વિલાપ એટલાં પુસ્તકો મારાં બનાવેલાં હાલ મારી પાસે તૈયાર છે કે જે તક મળે બહાર પાડીશ. અમરેલી મજમુદારનાં જન્મચરીત્ર તથા દીવાન અમરજી વી૦ નાં જન્મવૃત્તાંત લખવાનું કામ ચાલેછે તૈયાર થયે પ્રસિદ્ધ કરવામાં આવશે.

આ પુસ્તક નીચે લખેલી જગોથી મળશે.

જુનાગઢ વેણીશંકર ભવાંનીશંકર.

અમરેલી બાપુભાઇ જાદવરાય

મુંબઇ ત્રીંબકરાય ત્રીકમરાય.

છોટાલાલ જાદવરાય

મજમુદાર.